


# લગ્નમાં ગાવાનાં ગીતો.

## પ્રાર્થના.

'આવી છે બાજુને માંડવેરે, જાદવકુળની તે જાન.'—એ રાગ.

પાય લાગું પ્રભુને સદા રે, ન્હાની વયની હું બાળ;
ટાળજો મારી આપદા રે, પ્રભુ છો પ્રતિપાળ.
હેત ધરી મને પાળજો રે, ન્હાની વયની હું બાળ;
કુશળ રાખી દુઃખ ટાળજો રે, પ્રભુ છો પ્રતિપાળ.
સદાચરણ શુભ આપજો રે, ન્હાની વયની હું બાળ;
સુમતિ આપી સુખ થાપજો રે, પ્રભુ છો પ્રતિપાળ.
સાચાબોલી કરજો મને રે, ન્હાની વયની હું બાળ;
હાથ જોડીને નમું તને રે, પ્રભુ છો પ્રતિપાળ.
માત પિતા મારાં રહો સુખી રે. ન્હાની વયની હું બાળ;
પાળે મને ન કરે દુઃખી રે, પ્રભુ છો પ્રતિપાળ.
વડીલનો વિનય કરાવજો રે, ન્હાની વયની હું બાળ;
નીતિના પંથે ચઢાવજો રે, પ્રભુ છો પ્રતિપાળ.
પ્રધાનબાઇશાળા ગુણ ગાય છે રે, ન્હાની વયની હું બાળ;
નેક નજર કરી પાળજો રે, પ્રભુ છો પ્રતિપાળ.

## પ્રાર્થના.

(અખા જોયાની આશરે, નિરખું મારી માડી.)-એ રાગ.

પે'લા તીર્થંકર મહારાજરે, સુખશાંતિ આપો. ૧
છે પ્રથમ જગતના રાજ રે, સુખ૦ ૨
છે સર્વ શિરોમણિ જેહ રે, સુખ૦ ૩
જે ભર્તા પ્રથમ છે તેહ રે, સુખ૦ ૪
જે પે'લા સદ્ગુરૂ રાજ રે, સુખ૦ ૫
જે ન્યાય તણા શિરતાજ રે, સુખ૦ ૬
જે ધર્મશાળી જગમાંહ રે, સુખ૦ ૭
જે શિલ્પ મહાન મનાય રે, સુખ૦ ૮
જે વિદ્વાન વક્તા વદાય રે, સુખ૦ ૯
જે શાસનકાર સદાય રે, સુખ૦ ૧૦
જે પ્રથમ થકીજ પૂજાય રે, સુખ૦ ૧૧
જે પ્રથમ થકી વંદાય રે, સુખ૦ ૧૨
જેનું શરણુ સદા સુખદાય રે સુખ૦ ૧૩
જે પહેલા લગ્નના કરનાર રે. સુખ૦ ૧૪
શ્રી પ્રધાનબાઇ શાળા ગુણ ગાયરે. સુખ૦ ૧૫

---

( આજે મંગલ દિવસ સાહેલડી. )-એ ટેક.

આજે સોનાના સુરજ મ્હારે ઉગીઆ,
મ્હારા હર્ષ તણો નહિ પાર. આજે૦
ભરી કુંકમ કેસરના વાટકા, પૂજું શ્રી પ્રભુ જગદાધાર આજે૦

આજે મોતીના ચોક મેં પુરાવીઆ, પામી પૂરણ પ્રભુનો પ્રસાદ. આજે૦
મારા પિતાએ નીતિ વચન આપીયાં, જાણે કુસુમનો વરષ્યો વરસાદ. આજે૦
મ્હારી માતાએ ખોળે બેસાડીને, કીધાં વચન સુણ્યાં મેં કાન. આજે૦
બેની સાસરીયે સુખથી સિધાવજે, નહિ ત્યાં અહીં જેવું થાશે તોફાન. આજે૦
કહ્યું કરવું ને ફરવું નહિ જરી, સૌને બોલવું દઈ સનમાન. આજે૦
જાણે નીતિ વિવેકતણી મૂરતી, તો તું પામીશ જગ માંહી માન. આજે૦
તારા પતિને પ્રભુપદ આપજે, તેની કરજે તું નિતનિત સેવ. આજે૦
નહિ વચન પતિતણું ઉથાપજે, ગણજે અવનીમાંહે તુજ દેવ. આજે૦
તારા તાતનું નામ તું ;દીપાવજે, ધરજે આ શીખ મારી ધ્યાન. આજે૦
પ્રધાનબાઇ કન્યાશાળામાં શીખેલી છું, એવું રાખજે ઉર અભિમાન. આજે૦

## ગીત. ૨

( માલણ ગુંથી લાવ ગુણિયલ ગજરો. )—એ ચાલ.

દિવસ દીપે આજ મંગલકારી,કરો લગ્નની સખિ ! તઇયારી. દીવસ.

રચો રમણીય કુસુમની માળા, લાવો અર્ઘ્યને દહિં ધી બાળા;
ગાઓ મંગલ ધવલ રસાળાં. દિવસ ૧
કરો સિદ્ધ સુગંધિક પીઠી, કાઢો રંધોળી નજરે ન દિઠી;
આપો માન વાણી વદી મીઠી. દિવસ. ૨
ધરો ચાક ને ચંદ્રમા આથે, પેરો કંકણ રત્નનાં હાથે;
નવાં અંબર અંગના સાથે. દિવસ. ૩
જાનીવાસો ઘો જાનને સારો, કરવા સ્વાગતનો આછે વારો;
જય મેળવો જુવતી ન હારો. દિવસ. ૪
માતૃભવન ભલું શણગારો, રાખી ચિત્ત વિવેકજ સારો;
પુર્ણ પાત્ર ભરો દિવ્ય નારો. દિવસ. ૫
દિવ્ય કળશ શોભાવોને કમળે, વરમાંચી ઉચિત ધારો વિમળે;
વધુ વર પાદુકા મુકો પ્રેમ. દિવસ. ૬
લીંપા ગોઞ્ઞયે વેદિકા વ્હેલી, તજો રમત બનો ના છકેલી;
ગોથાં ખાઓ બની નવ ઘેલી. દિવસ. ૭
આવ્યો લગ્ન સમય બહુ પાસે, નિજ કાર્ય કરોને ઉલ્લાસે;
આદિનાથ પ્રસન્ન જેથી થાશે. દિવસ. ૮

### ગીત. ૩

માજડી વિના શું આવ્યારે, સુંદર વરરાજા;
માચીડાએ શું ભડકાવ્યારે, સુંદર૦
ધાડીલા નાનો લાવ્યારે. સુંદર૦
લાડકડી મન ભાવ્યારે, સુંદર૦
નગારાં વિના શું આવ્યારે, સુંદર૦
નવા નવા વેષ ભજાવ્યારે. સુંદર૦
લાડી રતિથી અતિ રૂપાળીરે, સુંદર૦

વરી કામદેવ તુમ ભાળીરે, સુંદર૦
પ્રધાનબાઇ શાળા જગમાં ગાજેરે, સુંદર૦
ફેટાણાથી મુખડું લાજેરે. સુંદર૦

## ગીત ૪.

અમે મોજડી વિના નથી આવ્યા રે વેવણ સાચું બોલો.
મોજડીએ મોતી ટંકાવ્યાંરે, વેવણ.
ઘોડીલો છે પાખરવાળોરે, વેવણ.
નાનો છે પણ લટકાળોરે, વેવણ.
અમો નગારાની ધ્રુંશે આવ્યાંરે, વેવણ.
સાથે સાજન સારૂં લાવ્યારે, વેવણ.
વાજાં ભુંગળ સરણાઇ વાજેરે, વેવણ.
જેના નાદથી અંબર ગાજેરે, વેવણ.
પ્રધાનબાઈ કન્યાશાળા એમ બોલેરે. વેવણ.
જુઠું બોલે તે તરણા તોલેરે, વેવણ.

## ગીત ૫.

માંયરામાં ( સોળ માંડવા )
સરસ્વતિ માતાને વિનવું, ગણપત લાગું છું પાયરે;
હું તમને શ્રીકૃષ્ણ વિનવું, માંડવા સોળ રોપાવોરે.
પહેલેને માંડવે પુતળી, બીજે જાવંત્રીનો છોડરે;
ત્રીજે ને રાય જગ માંડીઓ, ચોથે રંનાદેના મલપરે.
પાંચમે પગરણ માંડીયાં, છઠીના જગવ્યા છે જાગરે:
સાતમે સાજન તેડીયું, આઠમે અગ્નિના હોમરે.
નોમે તે નવખંડ પુરીયા, દશમે દશરથ દેવરે;
એકાદશી આનંદ અતિ ઘણો, બારશે રંગાવ્યા છે મહેલરે.

તેરશે તંબોળ છાંટીઆં, ચૌદશે ચોળ મજીઠરે;
પુનમે વરકન્યા પરણીયાં, પડવેનાં કન્યાનાં દાનરે.

## ગીત ૬.

( લીલાવતીએ લખી મોકલ્યો રે. )—એ દેશી.

મોટા ઘરના વરરાજા માંયરામાં બેઠા, બાજોઠે શજી શણગાર;
પરણી રતિના પતિ થવા રે, કેવા આવ્યા આ કામ કુમાર.
અવસર આવ્યો ઉજળો.—એ ટેક. ૧

કન્યાના મામા કન્યા તેડીને, પધરાવી પ્રીતમ સનમુખ;
વડીલ વંદ જોડું જોઇને રે. ચિરંજીવો સદા પામો સુખ.
—અ૦ ૨

પાનેતર જાદવ કેરી કાંચળીરે, પેહેરી કન્યા અનોપમ અંગ;
હાથે ચુડા હાથીદાંતનો રે, માથે મોડ ચુંદડી રાતે રંગ—અ૦ ૩
કંકુની પીળ કપાળમાં કાઢી, અક્ષત ચોડયા અખંડ;
બેને મદનફળ બધીયાં રે, પતિ પત્નીનું પુન્ય પ્રચંડ.—અ૦ ૪
કન્યાનાં માત પિતા તિહાં, વર વહુના પખાળીને પાય;
ચડતા પીળે કુમ કુમ થકી રે, કન્યા દાન દેઇ હરખાય.—અ૦ ૫
જીયાવરના જમણા હાથમાં રે, આપી કન્યાનો જમણો હાથ;
હેતે હાથેવાલો મેળવ્યો રે, રાખી સાક્ષી સજન સગાં સાથ.
—અ૦ ૬

ગોત્ર પરવગુરૂએ ગણ્યા રે, વાલી વર વહુને વરમાળ;
વિપ્ર મંગળાષ્ટક ભણે રે, ગોરી ગાય છે ગીત રસાળ.—અ૦ ૭
છબીલા છબીલીની છેડા છેડી બાંધી, ભવસુધી બેજણાં બંધાય;
અંગ જુદું જીવ એક છે રે, દુઃખે દુઃખીઆં સુખે સુખીયાં
થાય.—અ૦ ૮

આછા ઘુંઘટે અવલોકતી રે, નિજ વર તણું વિમળ વદન;
વિવિધ વાજીંત્ર વાગતાં રે, જેના નાદે ગાજે છે ગગન.—અ૦ ૯
ધર્મ અર્થ સર્વ કાર્યમાં રે, કરશે સુંદરી સહાય સદાય;
શીવ સુત કેશવથી કહીરે, જુદી જીવતી ન જરીએ જણાય.
—અ૦ ૧૦

## ગીત ૭.

(રામ લક્ષ્મણ વનમાં સિધાવતાં.)—એ રાગ.

ચોરી રચના કરી રૂડી ચોકમાં,
બેઠાં વરવહુ સુરજ સનમુખ;
મલકાવતાં મુખ. મંગળ ફેરા ફેરવે. એ ટેક૦
વહુ વામ દીશાએ વિરાજીયાં,
જમણી બાજુએ જોઈને જમાઈ;સાસુ હરખાઈ. મંગળ૦
સદાચરણી વિદ્યાનિધી વર વહુ,
રૂપે રતી રતી પતિના સમાન; કે રાધિકા કાન.—મંગળ૦
પ્રેમે ચક્ષુ પરસ્પર મેળવી,
પછી મનનો કરી મેળાપ; થયાં એક આપ.—મંગળ૦
ચારી વચ્ચે વેદીકા ઉપર વળી,
અગ્નિ પ્રગટ કરે કુળ ગોર; રાખી ઘૃત જોર.—મંગળ૦
ડાંગર સહિત રૂપાની પરાતમાં,
જળની ઝારી કંકાવટી જોઈ; સરવ રાખી સોઈ.—મંગળ૦
સુંદર શાળની નવ ઢગલી કરી,
મુકે મ્હોર સોપારી સુજાણ; ગ્રહોને પ્રમાણ.—મંગળ૦
સુર્યાદિક નવ ગ્રહનું પુજન કરે,
વરકન્યા સદા સુખી થાય; ગોરી ગીત ગાય.—મંગળ૦

વળી આપે ઓબામાં ખુશી થઇ,
વરવહુને કુમારીકા વીર; સુપડું રાખી શીર.—મંગળ૦
ચાર વાર વહીને વધાવતાં,
કરે વેદીઆ મંત્ર ઉચ્ચાર; એ છે અંગીકાર.—મંગળ૦
પાણીગ્રહણ કરી પછી પરણતાં,
સાક્ષી પંચ સગાંને સજ્જન; પ્રસન્ન વદન.—મંગળ૦
વરત્યા વિવામાં વડિલ વિચારથી,
કુળ વંશ પરંપરા રીત: વાપરીયું છે વીત.—મંગળ૦
વરત્યું પહેલું મંગળ વડા વહાલથી,
કરે દંપતી કોલ કરાર; પૂરણ બાંધે પ્યાર.—મંગળ૦
સોગન ખાઇને કન્યા કહે છે કંથને,
સદા પત્નીનો ધર્મ પાળીશ; કહેશો તે કરીશ.—મંગળ૦
શુભ ચિંતવીને સહુ કાજમાં,
સ્હાય કરીશ હું સર્વ પ્રકાર; સુધરવા સંસાર.—મંગળ૦
પછી પ્રેમે પ્રતિજ્ઞા પતિ કરે,
પત્નિ પાળીશ પ્રાણ સમાન; વધારીશ માન.—મંગળ૦
બીજું મંગળ વરતતાં વર વહુ,
કર મેળવીને આપે કોલ; પાણુ બોલે બોલે.—મંગળ૦
કોડે વચમાં કર્યા કુળદેવતા,
બાંધ્યો દુગ્ધ પાણી સમપ્રેમ; હીરો જડયો હેમ.—મંગળ૦
વળી ત્રીજું મંગળ એમ વરતીયું,
રાખીચંદ્રસુરજ તણી સાખ; ઉમર અભીલાષ.—મંગળ૦

ચોખા ચિત્તથી ચોથું મંગળ વરતીયું,
જેના સાક્ષી છે શ્રીજગદીશ; આ ઉમીયાનો ઇશ.-મંગળ૦
જોડું અખંડ જુગો જુગ જીવજો,
જૈનાચાર સાચવજો જરૂર; ઉમંગથી ઉર.-મંગળ૦

## ગીત ૮.

લાડો લાડી જમે છે કંસાર, સંસાર લ્હાવો લીજીએ રે;
સાસુ પીરસે ધીની ઉપર ધાર, સાચો સ્નેહ કીજીએરે.
સાકર પીરસી સુચવે દંપતિ જોડ, સાકરસમ મીઠી રહો સદારે.
અવિચળ રેહેજો અવનિતળમાં જોડ, કરશો નહિ કજીયો કદીરે:
પ્રધાન શાળાની બાળા બોલે બોલ, ફટાણાં ન ગાઇએરે;
લાજે કુળ લોક કહે કમજાત, જગમાં અપજશ પામીએરે.

## ગીત ૯.

લાડીને કંસાર ના ભાવેરે, લાડો તો લાડીને મનાવેરે.
જમણા હાથે કોળીઓ આલેરે, લાડી તો શરમાઈ નીચું ઘાલેરે.
પંચને સાક્ષી કરી પરણાવેરે, ચોરીમાં મંગળ સઉ વરતાવ્યાંરે.
ચોરીમાં અગ્ની દેવતા સાખેરે, વરવહુ કોલ કરી મુખ ભાખેરે
સંસાર સાગર ચલાવશું સારોરે, સત્યને નિતિનો કરશું વધારોરે.
શીયળ સાથે કરશું સગાઈરે, દંપતી સંપી રહીશું સદાઇરે.
કજીઓને કલેષ કદી નવ કરશું રે, ઉત્તમ આચરણો આચરશું રે.
પ્રધાનબાઈ શાળા વેગે વધાવોરે, લક્ષ્મી ખરચી ને લ્યો લ્હાવોરે.

## ગીત ૧૦

## સાસરે વળાવતી વખતે ગાવાનું ગીત.

સાચી સમજણ બેનીને ખોટી રે લાગે,
સંત મનાવે તો માનું હો લોલણી;
સાચી સમજણ બેનીને ખોટી રે લાગે. ટેક.

શીળ સંતોષ કહો તો કલ્લાં ઘડાવું;
કરૂણાની કાંબીઓ પહેરાવું હો લોલણી. સા૦
વિવેક વિચાર કહો તો વિંછવા ઘડાવું,
હર્ષના ઘુઘરા બંધાવું હો લોલણી. સા૦
સાંધન સંપતિ કહોતો ચુડલો પહેરાવું,
ક્ષમાની ચીપો ચઢાવું હો લોલણી. સા૦
ગ્નાન વૈરાગ્ય બાજુબંધ સોવરાવું,
શાન્તિનું રત્ન જડાવું હો લોલણી. સા૦
પ્રેમનાં પુષ્પો ગળામાં નંખાવું,
લક્ષનો દોરડો પોરાવું હો લોલણી. સા૦
ટેક રૂપી કહો તો તુશીઓ ઘડાવું,
દયાની દામણી બંધાવું હો લોલણી. સા૦
સતસંગ રૂપી ફુલર ચડાવું,
લગનનું લોળિયું પેંરાવું હો લોલણી. સા૦
ભક્તિરૂપી કહો તો વાળી ઘડાવું,
મુક્તિની ચુનીઓ મેલાવું હો લોલણી. સા૦
નેહનું નયણે કહો તો કાજળ સરાવું,
હેતની આડીઓ કરાવું હો લોલણી. સા૦
સીધી સમજણ કહો તો સેંથો પૂરાવું,
જોગનો ચાંદલો ચોઢાવું હો લોલણી. સા૦
ધીરજરૂપી કહો તો વેણો ગુંથાવું,
ગુરૂગમ ગોફણો લટકાવું હો લોલણી. સા૦
ચોખી ચાલની તમને ચોળી શીવડાવું,
ચેતન ચુંદડી પેહેરાવું હો લોલણી. સા૦

સાચી કરણીનો કહો તો કંચવો શીવડાવું,
ભાવતું ભરત ભરાવું હો લોલણી. સા૦
દાસ ગોપાળ કહે એ સમજણ સાચી,
દાક્ષનો લક્ષ બતાવું હો લોલણી. સા૦

## ગીત ૧૧.

### સ્ત્રી કેળવણી.

( ગોકુળીએ લઇ ચાલો, ઓધવરાજ અમને. )—એ રાગ.

બાળાઓ હરખે ભણાવો, સ્વદેશીઓ સાંભળો રે;
ઉર ધરો સુખના ઉઠાવો, સ્વદેશીઓ સાંભળો રે.
જ્ઞાતિ વરા વરઘોડાનાં મ્હોટાં, ખરચોનાં લેખાં ગણાવો; સ્વ૦
લગન સમે તમે શીદ થઇ ઘેલા, દંભે બાળક પરણાવો; સ્વ૦
ધર્મને પંથે ભુલા નવ પડશો, કીર્તિના સ્તંભ ચણાવો; સ્વ૦
અન્ય મૂકી પડતું આ સમામાં, ભાવે સુતાને ભણાવો; સ્વ૦
શાળા બાળાઓ માટે સ્થાપવામાં, ઔદાર્ય અધિક જણાવો; સ્વ૦
પ્રધાનબાઇ શાળા સમી શુભશાળા, સર્વ ગામોમાં સ્થપાવો; સ્વ૦

## ગીત ૧૨.

( અચકો મચકો કારેલી. )—એ રાગ.

સુંદરબાઇ ચાલ્યાં સાસરીએ, માબાપ શિખામણ આપે બેન;
લાજ વધારજો લાખેણી. ટેક.
નીચા કુળની નિર્લજ નારી,
ભરથારનું વેણ ઉથાપે બેન. લાજ૦ ૧
સાસુજી કહે તે સાંભળજો;
કોઇથી વઢવાડ ન કરશો બેન. લાજ૦ ૨

સાંખી રહેજો બોલ્યું સૌનું;
અભિમાન ન અંતર ધરશો બેન. લાજ૦ ૩
ઘરમાં બેઠાં ધંધો કરીએ;
પરઘેર ઘણું નવ જઇએ બેન. લાજ૦ ૪
તમે ભણ્યાં ગણ્યાં બહુ છો ડાહ્યાં;
તમને ઝાઝું શું કહીએ બેન. લાજ૦ ૫
મેલાંઘેલાં તો નવ રહીએ;
ચટકો મટકો નવ કરીએ બેન. લાજ૦ ૬
કોઇ વાત કરે વાંસે લોકો;
એવું કદી નવ આચરીએ બેન. લાજ૦ ૭
જે સપૂત છે સારી છોડી;
માબાપની લાજ વધારે બેન. લાજ૦ ૮
મણિ લોહતણું સોનું કરશે;
સોબતીને એમ સુધારે બેન. લાજ૦ ૯
જે સંપ સગાંથી તોડે છે;
કોઈ વખત હાથ ઘસે છે બેન. લાજ૦ ૧૦
જે સૌનું સારૂં ઇચ્છે છે;
તેના દીલમાં દેવ વસે છે બેન. લાજ૦ ૧૧

## રામને સીતાએ કહેલું ધોળ.

એવું સાંભળીને સીતાજી કહે, સુણો સુંદર શ્યામ સુજાણ;
પ્યારા મારા પ્રાણ, સાથે રાખો સ્નેહથી.
જુદાં પડવાની વાત વાલા કહો, તેતો બોલ લાગે તીખા બાણ;
રઘુકુળ ભાણ. સાથે. ૧

સ્વામી જ્યાં તમે ત્યાં ઘર મ્હારૂં, તમથી વેગળી તે પરદેશ;
હું જાણું હંમેશ. સાથે.
તમે જોગીનો વેશ જો ધારશો, તો હું જોગણનો ધરૂં વેશ;
જટા કરૂં કેશ. સાથે. ૨
સ્વામી તમેરે સુખી તો સુખ માહરે, તમે દુઃખમાં તો દુઃખ
મારે દેહ; એમાં શો સંદેહ. સાથે.
જે કોઈ પરણ્યા પછી રહે પીયરમાં, અવતાર બળ્યો ધિઃક એહ;
મુઆ જેવી તેહ. સાથે. ૩
સ્વામી તમ વિના મંદિર માળિયાં, ભાસે પર્વત મોટા સમાન;
વસ્તી તો વેરાન. સાથે.
મહા વનમાં ભરી વસ્તી ભાસશે, જ્યારે પામીશ દરશનદાન;
કૃપાના નિધાન. સાથે. ૪
સાસુ સસરોને માતપીતા સહુ, ભલે જીવો કરો રૂડાં રાજ;
મને મહારાજ. સાથે.
સ્વામી શું કરૂં ભાઇ ભોજાઇને, સ્વામી શું કરૂં સૈયર સમાજ;
કેનું નથી કાજ. સાથે. ૫
શાચું સગપણ જગમાં સ્વામીતણું, બીજો સ્વાર્થી સઘળો
સંસાર; કુટુંબ પરિવાર. સાથે.
મારાં લાડ પાલણ તમે લાલજી, બીજો નથી આંસુનો લેનાર;
કે એક આધાર. સાથે. ૬
કાયા પ્રાણથકી જો જુદી રહે, તો હું તમથી જુદી પડી છેક;
જીવું તજી ટેક. સાથે.
જો કોઇ જળથી જુદી પડી માછલી, રાખે દુધમાં કરીને વિવેક;
જીવે પળ એક. સાથે. ૭

તમે સુખના સાગર રહો વેગળા, પછી શું કરૂં રાજ ને પાટ;
હવેલીના ઠાઠ. સાથે.
મને હીરનાં ચીર ગમે નહીં, મને ન ગમે ઘરેણાંના ઘાટ.
મટાડો ઉચાટ. સાથે. ૮
હુંતો તમને દીઠે થાઉં દેખતી, અણદીઠે તો આંધળી ભીંત;
જનમની એ રીત. સાથે.
મેં તો સ્નેહ તોડયો સર્વ લોકથી, બાંધી તમ સંગે પૂરણ પ્રીત;
ચોરાયું છે ચીત. સાથે. ૯
જમવું જીવન તમથી જુદાં પડી, હોય વિધવિધનાં પકવાન;
તે વિખનાં નિશાન. સાથે.
કરીએ ભોજન તમ સંગે ભાવથી, હોય કેવળ શાક કે પાન;
તે મેવા સમાન. સાથે. ૧૦
પડશે તડકા ને તાપ વૈશાખના, તેતો જાણીશ ચંદ્ર પ્રકાશ;
રહી તમ પાસ. સાથે.
મુજને મેલી જો પંથે પધારશો, આવી મળવાની ધરશો ન આશ;
નિશ્ચે પામું નાશ. સાથે. ૧૧
કરતી વાત ઢળી પડી ધરણીએ, નારી જાનકી થઇને નિરાશ;
કહે લેતી શ્વાસ. સાથે.
દયા કરી દેવ દલપતરામને, સતી સીતાને દેખી ઉદાસ;
જતાં વનવાસ, સાથે રાખ્યાં સ્નેહથી. ૧૨

# નઠારાં ગીત ન ગાવા વિષે.

(મારૂં સોનાનું છે બેડું રે, છેલ છબીલા છોગાળા.)—એ રાગ.

જેની અંદર અર્થ નઠારારે, ગીત નઠારા નવ ગાઇએ.
સુણિ સુણિને સત્ય વિચારો રે. ગીત૦ ૧
જેમાં નહિ નીતિનો સ્વાદ રે. ગીત૦
બાઇઓ તે તો બકવાદ રે. ગીત૦ ૨
શિદ મુખ દુખવીએ ઠાલું રે. ગીત૦
વિપરીતમતિને તે વહાલું રે. ગીત૦ ૩
એવાં શીખવે ગીત સુતાનેરે ગીત૦
ધિક તેવાં માત પિતાનેરે. ગીત૦ ૪
સારા જન તો શરમાયરે, ગીત૦
એતો સુણતાં ઉઠી જાય રે. ગીત૦ ૫
એતો માત પિતાનો વાંક રે, ગીત૦
એતો જાણો આડો આંક રે. ગીત૦ ૬
જો સૌનું સારૂં ધારો રે. ગીત૦
નવ રાખો ચાલ નઠારો રે. ગીત૦ ૭
જેમાં હોય ઇશ્વરનું નામ રે. ગીત૦
પણ અનીતિ ઠામો ઠામ રે, ગીત૦ ૮
એથી ઉપજે અસર નઠારી રે. ગીત૦
ચિત્ત ધરજો ચતુર વિચારી રે. ગીત૦ ૯
નીતિથી ઉલટું જેહ રે. ગીત૦
ઇશ્વરને ન ગમે એહ રે. ગીત૦ ૧૦

સુધરે નહિ અંતઃકરણ રે. ગીત૦
આવે નહિ સદ્ આચરણ રે. ગીત૦ ૧૧
કહો તે ગાઇએ શે કામ રે? ગીત૦
ભાખે છે દલપતરામ રે. ગીત૦ ૧૨

## ગરબો.

( ઊંચો સખી સૃષ્ટિનો શણગાર. )—એ રાગ.

શૂન્ય સખી સવ આ સંસાર ધાર
જ્ઞાન વિણ જીવન સર્વ વ્યર્થ છે;
જીંદગી પશુ સમાન ગાળનાર,
અભણ તણા જીવનમાં શો અર્થ છે.
સાખી—આ સંસાર સમુદ્રમાં, જીવનરૂપી વહાણ;
ચલાવવાને તેહને, વિદ્યા નાવિક જાણ.
કરવા સુખી તમ સંસાર, સેવો સરસ્વતીરે,
શાંતિ સુબુદ્ધિ નિંદા તાર. કીર્તિ મળે અતીરે;
કરોને સખી તેનું સદા સન્માન,
ધરોને સખી તેનું ઉમંગે ધ્યાન. કરવા.
સાખી-વિદ્યાથી વિનય વધે. ચારે અર્થ સધાય;
વિદ્યાથી દુર્લભ કશું, સઘળું સુખ પમાય,
કરોને વિદ્યા સુધાનું પાન, બેનો બનો તમે ગુણવાન,
દુર કરો સખીઓ અજ્ઞાન, બની રહો રત્નની ખાણ.
સાખી—કાર્ય કઠીણ વિદ્યા થકી, સહેલા સર્વ જણાય,
વિદ્યાવંતી ભામિનિ, ભૂષણ રૂપ ભણાય. શુન્ય

# નેમજીના ચોક.

## ચોક ૧ લો.

આ જોને બેની જાદવપતિ આવે ઠાઠમાં,
હાંરે ઘણાં વાજીંત્ર વાગે છે તાનમાં. આ જોને બેની ૧
આજ મારે ઘેર આનંદનો દીન છે,
હાંરે મારે જડયું ચિંતામણ હાથમાં. આ જોને બેની. ૨
છપ્પન ક્રોડ જાનૈયા સરખા,
હાંરે હરિ બળભદ્ર છે સાથમાં. આ જોને બેની. ૩
એના રથ માફા ને વળી પાલખી,
હાંરે મારે સર્વ ચાલે છે ઘણા તાનમાં. આ જોને બેની. ૪
ગજવર બહુ મલપંતારે ચાલે,
હાંરે મારે શોભા શી કહું એની તાનમાં, આ જોને બેની. ૫
વચમાં આવે રે મારો પ્રાણજીવનજી,
હાંરે મારે શોભે તારામાં જેમ ચંદ્રમા. આ જોને બેની. ૬
નેમ કુંવર સમો નહીં જગરૂપ,
હાંરે મારે નહીં કોઇ સુરનર ઇંદ્રમાં. આ જોને બેની. ૭
રાજેમતી નીજ માળીએ નિરખે,
હાંરે મારે હરખ ન માવે મનમાં. આ જોને બેની. ૮
અમૃત વિમળ પ્રભુ હૃદયમાં વસીયા,
હાંરે મારે રમે તે શીવવહુ રંગમાં. આ જોને બેની. ૯

## ચોક ૨ જો.

હું વાટ જોઉં, આવોને નેમ અલબેલા.
ખીણ ખીણ પલ પલ પ્રીતમ નિરખે;
હાંરે મારે હરખ ન માયે મનમાં. હું વાટ જોઉં. ૧
એટલે નેમજી તોરણ આવ્યા,
હાંરે કરે પશુઆં પોકાર ઉચ્છાંહ. હું વાટ જોઉં. ૨
પશુઆં પોકાર સુણી નેમ દયાળ,
હાંરે એતો છોડયાં બંધન તત્કાળ. હું વાટ જોઉં. ૩
તોરણથી રથ પાછો વાળી,
હાંરે ચાલ્યા રેવંતજી જંજાળ. હું વાટ જોઉં. ૪
શાહેશાવન જઈ સંજમ લીધો,
હાંરે જીતી લીધો છે મોહ મહિયાન. હું વાટ જોઉં. ૫
રાજેમતી નેમ વળીયા જાણી,
હાંરે પામી મુર્છા ગઈ તવ સાનમાં. હું વાટ જોઉં. ૬
ચિત્ત વળ્યું તવ બોલી રાજુલ,
હાંરે નવી મૂકીએ એકલડી નાર હું વાટ જોઉં. ૭
એકવાર મુજ માળીએ પધારો,
હાંરે તવ પામે અમૃત સુખ પાર. હું વાટ જોઉં. ૮

## ચોક ૩ જો.

સ્વામીનું મન વિરહ તે ઘણું દુઃખ દે છે,
હાંરે એમ રાજુલ સખીઓને કહે છે. સ્વામીનું મન. ૧
તોરણ આવી પ્રીત જગાવી,
હાંરે રથ ફેરવી નેમ કોહાં જાય છે. સ્વામીનું મન. ૨

ત્રણ ભુવનનો નાથ કહાવો,
હાંરે કાંઇ નિર્બળ થયો શું બીએ છે. સ્વામીનું મન. ૩
બળ અનંતો સુરનર કહે છે,
હાંરે એક નારી દેખીને શું બીએ છે. સ્વામીનું મન. ૪
બાળ ચેષ્ટા નવી કરાયે પ્રીતમજી,
હાંરે સૌ જાદવકુળ લાજે છે. સ્વામીનું મન. ૫
એવું કરવું તું તો આવ્યા શા માટે,
હાંરે મને દુખડું દેવું ના ઘટે છે. સ્વામીનું મન. ૬
તમે મૂકો પણ હું નવી મૂંકુ,
હાંરે એમ કહી જઇ સંજમ લીએ છે. સ્વામીનું મન. ૭
અમૃતવિમળ કહે ધન્ય એ રાજુલ,
હાંરે મન વાંછિત સુખ લીએ છે. સ્વામીનું મન. ૮

## ચોક ૪ થો.

સાહેલી નેમ લાવોને મનાવી પ્રાણવલ્લભ સખી કોણે રીસાયો,
હાંરે મારે રથડા જાય છે ફેરી. સાહેલી નેમ. ૧
પશુઆ તણો પોકાર સુણીને,
હાંરે મૂકી ચાલ્યા છે દુઃખ ભેરી. સાહેલી નેમ. ૨
મુક્તિ ધુતારી ચિત્ત માંહે ધારી,
હાંરે તેથી મૂકી છે મૂજને વિસારી. સાહેલી નેમ. ૩
રીખભાદીક પરણી સુખ વિલસે,
હાંરે પછી થયા છે સંજમધારી. સાહેલી નેમ. ૪
તમે તો નવાઇના થયા વૈરાગી,
હાંરે અણપરણી રાજુલને ત્યાગી. સાહેલી નેમ. ૫

આઠ ભવ અળગી ખીણુ નવી મૂકી,
હાંરે એમ નવમે ભવે ચાલ્યા ઠેલી. સાહેલી નેમ. ૬
રાજુલ કેઇ ઓળંભા દેતી,
હાંરે નેમ પાસે સંજમ તવ લેતી. સાહેલી નેમ. ૭
દંપતી કેવલ લઇ શીવ વરીયા,
હાંરે એમ અમૃત વિમળ સુખ દરીઆ. સાહેલી નેમ. ૮

---

# શિખામણ છત્રીશી.

---

સાંભળજો સજ્જન નરનારી,
હેત શિખામણ સારી જીરે;
રીસ કરે દેતાં શિખામણ,
ભાગ્ય દશા પરવારી. સુણજો સજ્જનોરે.
લોક વિરૂદ્ધ નિવાર. સુણજો૦
જગત વડો વ્યવહાર. સુણજો૦ ૧ (ટેક)
મૂરખ બાળક જાચક વ્યસની,
કાણુ ને વળી નારૂજીરે;
જો સંસારે સદા સુખ વંછો તો,
ચોરની સંગત વારૂ. સુણજો૦ ૨
વેશ્યા સાથે વણજ ન કરીએ,
નિચશું નેહ ન ધરીએ જીરે;
ખાંપણ આવે ઘર ધન જાએ.
જીવિતને પરહરીએ. સુણજો૦ ૩

કામવિના પરઘર નવ જઇએ,
આળે ગાળ ન દીજે જીરે;
બળીઆ સાથે બાથ ન ભરીએ,
કુટુંબ કલહ ન કીજે. સુણજો૦ ૪
દુશ્મનશું પરનારી સાથે,
તજીએ વાત એકાંતે જીરે;
માતા બેનશું મારગ જાતાં,
વાત ન કરીએ રાતે. સુણજો૦ ૫
રાજા રમણી ઘરનો સોની,
વિશ્વાસે નવ રહીએ જીરે;
માત પિતા ગુરૂ વિણ બીજાને,
ગુહ્યની વાત ન કહીએ. સુણજો૦ ૬
અણજાણ્યા શું ગામ ન જઇએ,
ઝાડતળે નવ વસીએ જીરે;
હાથી ઘોડા ગાડી જાતાં,
દુર્જનથી દૂર ખશીએ. સુણજો૦ ૭
રમતો કરતાં રીસ ન કરીએ,
ભય મારગ નવિ જઇએ જીરે;
બે જણ વાત કરે જિહાં છાની,
ત્યાં ઉભા નવ રહીએ. સુણજો૦ ૮
હુંકારા વિણ વાત ન કરીએ.
ઇચ્છા વિણ નવી જમીએ જીરે;
ધન વિદ્યાનો મદ પરિહરીએ,
નમતા સાથે નમીએ. સુણજો૦ ૯

મુરખ જોગી રાજા પંડિત,
હાંસી કરી નવી હસીએ જીરે;
હાથી વાઘ સરપ નર વહતા,
દેખીને દુર ખસીએ. સુણજો૦ ૧૦
કુવા કાંઠે હાંસિ ન કરીએ,
કેફ કરી નવ ભમીએ જીરે;
વરો ન કરીએ ઘર વેચીને,
જુગટડે નવ રમીએ. સુણજો૦ ૧૧
ભણતાં ગણતાં આળસ તજીએ,
લખતાં વાત ન કરીએ જીરે;
પરહસ્તે પરદેશ દુકાને,
આપણું નામ ન ધરીએ. સુણજો૦ ૧૨
નામું માંડો આળસ છાંડો,
દેવાદાર ન થઇએ જીરે;
કષ્ટ ભયાદિક થાનક વરજી,
દેશાવર જઇ રહીએ. સુણજો૦ ૧૩
ધનવંતોને વેષ મલિનતા,
પગશું પગ ઘશી ધોવે જીરે;
નાપિક ઘેર જઇ શીશ મુંડાવે,
પાણીમાં મુખ જોવે. સુણજો૦ ૧૪
નાવણ દાતણ સુંદર ન કરે,
બેઠો તરણાં તોડે જીરે;
ભોંય ચિત્રામણ નગ્ન સુએતો,
તેહને લક્ષ્મી છોડે. સુણજો૦ ૧૫

માતા ચરણે શીશ નમાવી,
બાપને કરીએ સલામો જીરે;
દેવ ગુરૂને વિધએ વંદી,
કરો સંસારનાં કામો, સુણજો૦ ૧૬
બે હાથે માથું નવ ખણીએ,
કાન નહીં ખોતરીએ જીરે;
ઉભા કહેડે હાથ ન દીજે,
સામે પુર નવ તરીએ. સુણજો૦ ૧૭
તેલ તમાકુ દુરે તજીએ,
અણગળ જળ નવ પીજે જીરે;
કુળવંતી સતિને શિખામણ,
હુવે નર ભેગી દીજે. સુણજો૦ ૧૮
સસરો સાસુ જેઠ જેઠાણી,
નણદી વિનય નવ મુકોજીરે;
શ્યાણપણે શેરી સંચરતાં,
ચતુરા ચાલ મ ચુકો. સુણજો૦ ૧૯
નીચ સાહેલી સંગ ન કીજે,
પરમંદિર નવી ભમીએ જીરે;
રાત્રિ પડે ઘર બ્હાર ન જઇએ,
સૌને જમાડી જમીએ. સુણજો૦ ૨૦
ધોબણ માલણ ને કુંભારણ,
જોગણ સંગ ન કરીએ જીરે;
સેહેજે કોઇક આળ ચઢાવે,
એવડું શાને કરીએ. સુણજો૦ ૨૧

નિજ ભરતાર ગયો દેશાવર,
તવ શણગાર ન ધરીએ જીરે;
જમવા નાત વચ્ચે નવ જઇએ,
દુરજન દેખી ડરીએ. સુણજો૦ ૨૨
પરશેરી ગરબો ગાવાને,
મેળે ખેલે નવ જઇએ જીરે;
ન્હાવણ ધોવણ નદી કિનારે,
જાતાં નિર્લજ થઇએ. સુણજો૦ ૨૩
ઉપડતે પગ ચાલ ચાલીજે,
હુન્નર સહુ શીખીજે જીરે;
સ્નાન સુવસ્ત્રે રસોઇ કરીને,
દાન સુપાત્રે દીજે. સુણજો૦ ૨૪
શોકયતણાં લઘુ બાળક દેખી,
મ ધરો ખેદ હયામેં જીરે;
તેહેની સુખ શિતળ આશિષે,
પુત્ર તણાં ફળ પામે. સુણજો૦ ૨૫
બાર વરસ બાળક સુર પડિમા,
એ બે સરખાં કહિયે જીરે;
ભક્તિ કર્યે સુખ લીલા પામે,
ખેદ કરે દુખ લહીએ, સુણજો૦ ૨૬
નરનારી બેહુને શિખામણ,
મુખ લવર નહિ હસીએ જીરે;
નર સંગ નાર છોડીને,
એકલડાં નવ વસીએ. સુણજો૦ ૨૭

વમન કરીને ચિતા ઝાલે,
નબળે આસન બેસી જીરે;
વિદિશિ દક્ષિણ દિશ અંધારે,
બોટયું પશુએ પેશી. " સુણજો૦ ૨૮
અણજાણ્યે રૂતુવંતી પાત્રે,
પેટ અજીરણવેળા જીરે;
અગાસે ભોજન નવી કરીએ,
બે જણ બેશી ભેળાં. સુણજો૦ ૨૯
અતિશે ઉનું ખારૂં ખાટું,
શાક ઘણું નવ ખાવું જીરે;
મોનપણું ઓઠીંગણ વરજી,
જમવા પહેલાં નાવું. સુણજો૦ ૩૦
શ્વાન વખાણી વખોડી ન ખાવું,
તડકે બેસી ન જમવું જીરે;
માંદા પાસે રાત તજીને,
નરણાં પાણી ન પીવું. સુણજો૦ ૩૧
કંદમૂળ અભક્ષ ને બોળો,
વાસી વિદળ તે વરજો જીરે;
જૂઠ તજો પરનિંદા હિંસા,
જો વળી નરભવ સરજો. સુણજો૦ ૩૨
વ્રત પચ્ચખ્ખાણ ધરી ગુરૂ હાથે
તીરથયાત્રા કરીએ જીરે;
પુણ્ય ઉદય જો મોટા પ્રગટે.
તો સંઘવીપદ ધરીએ. સુણજો૦ ૩૩

મારગમાં મન મોકળું રાખી,
બહુ વિધ સંઘ જમાડો જીરે;
સુરલોકે સુખ સઘળાં પામો,
પણ નહીં એવો દહાડો. સુણજો૦ ૩૪
તીરથ તારણ શીવસુખ કારણ,
સિદ્ધાચલ ગીરનારજીરે,
પ્રભુ ભકતે ગુણ શ્રેણું ભવજલ,
તરીએ એક અવતારે. સુણજો૦ ૩૫
લૌકિ લોકોત્તર હિત શિક્ષા,
છત્ર સીએ બોલી જીરે:
પંડિત શ્રી શુભ વીરવિજય સુખ,
વાણ મોહન વેલી. સુણજો૦ ૩૬

---

## શિયલનો મહિમા.

( રામ લક્ષ્મણ વનમાં સિધાવતાં.—એ રાગ. )

બહેની નિર્મળ શીળ પાળો સદા, શીલ સુંદરીનો
શણગાર, સફળ અવતાર, શીયલ સુભૂષણ સજો. ટેક.
કદી દુઃખનું વાદળ શીર પડે, ભલે જીવ કદી જો જાય,
ન શીયલ ચુકાય. શીયલ સુભૂષણ સજો. ૧
સતી પતિને પ્રભુ સમ લેખવે, ગણે અવર પુરૂષ ભ્રાત
તાત, ન દેખાડે દાંત. શીયલ.
પર શેરી ન પર ઘર ભટકીએ, પર નરથી ન કરીએ
વાત, લાજે માત તાત. શીયલ.

આછાં વસ્ત્ર અછકલાં ન પહેરીએ, દેખાય ન અંગ
ઉપાંગ, તજો નીચ સંગ. શીયલ. ૩
બહેની પતિવ્રત પાળે જે પ્રેમદા, તે સ્ત્રી મહાદેવી
સંસાર, સૃષ્ટિ શણગાર. શીયલ. ૪
થાય અગ્નિ શીતળ જળ શિયલથી, ફણીધર ફુલ
માળાની રોલ, ફળે બોલ્યા બોલ. શીયલ૦
સતી સુલસા મનોરમા ચંદના, દમયન્તી મદનરેખા
નામ, સીતા ગુણ ધામ. શીયલ. ૫
નંદા ભદ્રા સુભદ્રાને નર્મદા, રાજીમતિ રૂપિદત્તા સુજાણ,
પદ્માવતી જાણ. શીયલ.
અંજના શ્રીદેવી ને મૃગાવતી, જયેષ્ટા સુજયેષ્ટા ગુણ ખાણ;
સુસતીઓ પ્રધાન. શીયલ. ૬
સતી ચેલણા ને પ્રભાવતી, બ્રાહ્મી સુંદરી રૂક્ષ્મણી સાર;
રેવતી કુન્તી ધાર. શીયલ.
શિવા જયન્તિ દેવકી ને દ્રૌપદી, કલાવતી પુષ્પ ચુલા
પ્રમાણ, ધારણી ગુણ ખાણ. શીયલ. ૭
પદ્માવતી ગોરી ગાંધારી લક્ષ્મણા, સુશીલા જાંબુવતી
સત્યભામા, રૂક્ષ્મણી કૃષ્ણરામા શીયલ.
યક્ષા યક્ષદત્તા ભુતા ભુતદત્તા, સેણા વેણા રેણા સુખચંદ્ર,
બ્હેનો સ્થૂલિભદ્ર. શીયલ. ૮
ઇત્યાદિક સતીઓ શિરોમણી, જયવંતી વરતે છે આજ;
શીયલ સામ્રાજ્ય. શીયલ.
તેમના જશના ડંકા વાગે ત્રિભુવને, જેને ગાય છે બાળ
ગોપાળ; તેનું મંગળ માળ. શીયલ. ૯

બહેની ભારત ભૂષણ દેવીઓ, એવી સતીઓના ગુણ
નિજ અંગ, ધરીને ઉમંગ. શીયલ.
પરભાતે ઉઠીને સંભાળીએ, જાય વિઘ્ન ને થાય આનંદ;
સુ સાંકળચંદ. શીયલ. ૧૦

---

## ગીત.

( અમે કઠરીઓ ગઢ જીત્યારે, આનંદ ભલા—એ રાગ.)

એક હતી મુસાફર ઘેલી રે, સુણજો સાહેલી.
તેની આગળ એક તપેલી રે. સુ૦ ૧
ગઇ રાતની રાખી એંઠી રે, સુ૦
ઉઠી પરભાતે માંજવા બેઠીરે. સુ૦ ૨
ઘણી રીતે ઘશી ઘશી થાકી રે, સુ૦
તોએ ડાઘા રહ્યા બહુ બાકી રે. સુ૦ ૩
પુરી રીસે તપેલી ઉપાડી રે, સુ૦
સામી ભીંતની સાથે પછાડી રે. સુ૦ ૪
લઇ પથરો તપેલીને કુટી રે, સુ૦
પડયાં કાંણાં તપેલી તો ફુટીરે. સુ૦ ૫
થયા બપોર ભુખ તો લાગી રે, સુ૦
પછી વાસણ માગવા લાગી રે. સુ૦ ૬
એને વાસણ આપે ન કોઇ રે, સુ૦
પછી રાગ તાણી ઘણી રોઇ રે. સુ૦ ૭
તોય થઇ ન તપેલી સાજી રે, સુ૦
હસે લોકને તે મરે લાજીરે, સુ૦ ૮

જેથી સ્વારથ આપણો જરીયે-રે. સુ૦
તેના ઉપર ક્રોધ નવ કરીએ રે. સુ૦ ૯
લાત દુઝતી ગાયની ખમીયે રે, સુ૦
તેને તજીયે તો દુધ કયાં જમીયે રે સુ૦ ૧૦
કોઇની સાથે ટુંકારે લડીયે રે, સુ૦
એમાં આપણે હલકાં પડીયે રે. સુ૦ ૧૧
સાંખી ચાલે તે માણસ મોટું રે, સુ૦
દિલે સાચું માનો નથી ખોટું રે. સુ૦ ૧૨

---

## ગીત.

( સુંદરબાઇ ચાલ્યાં સાસરીએ. )—એ રાગ.

સંસાર વિકટ વન સરખો છે.
સંભાળીને સાચવજો બેહેન,
વચમાં રસ્તો વસમો છે.
ઠગ ચોર રહે છે કોઇ ઠામે,
ડરિ ડરિને ડગલાં ભરજો બેહેન—વચમાં૦ ૧
કયાંઈ વાઘ વરૂના સ્વર સુણશો,
કયાંઈ મોર બપૈયા બોલે બેહેન—વચમાં૦
કયાંઇ શીતળ છાયા સારી છે;
કયાંઈ તાપ તપે વણ તોલે બેહેન—વચમાં૦ ૨

ગંભીર થજો ગભરાશો માં,
ધરી ધીરજ આગળ ધસજો બેહેન—વચમાં૦
સાહુકાર વસે જ્યાં સતવાદી,
સમજી ત્યાં વાસો વસજો બેહેન—વચમાં૦ ૩

વળિ સોબત પણ સજજો સારી;
શીખામણ શુભ સાંભળજો બેહેન—વચમાં૦
અનુભવિ જનની આગળ જઇને,
પુછીને પંથે પળજો બેહેન—વચમાં૦ ૪

સતિયો જે રસ્તે ગઇ સજ થઇ,
તે નકશો જોજો નિરખી બેહેન—વચમાં૦
શું સારૂં ને શું નરસું છે,
પેખીને લેજો પરખી બેહેન—વચમાં૦ ૫

તમે દયા ઘણી દીલમાં ધરજો,
મૃગ તૃષ્ણા જેવી મારગમાં,
નદિયો મોટી નિરખાશે બહેન—વચમાં૦ ૬

પણ તે પાણી નથી પીવાનું,
પીવા જનાર ઠગાશે બહેન—વચમાં૦
કોઈ ઠેકાણે બહુ કાદવ છે,
ઠરિયા પર્વત કોઇ ઠામે બહેન—વચમાં૦ ૭

પ્રભુ કરૂણાથી કઇ પાર પડયા,
દીઠા છે દલપતરામે બહેન—વચમાં૦ ૮

# ગુણવંતી ગુજરાત.

ગુણવંતી ગુજરાત અમારી ગુણવંતી ગુજરાત,
નમીએ નમીએ માત અમારી.
મંદિરા તુજ મણી મંડપમાં, ઝુકી રહ્યાં અમ શીશ;
માત મીઠી તુજ ચરણ પડીને, માગીએ શુભ આશીશ.
અમારી૦ ૧
મીઠી મનોહર વાડી આ ત્હારી, નંદન વનશી અમોલ;
રસ ફુલડાં વીણતાં વીણતાં ત્યાં, કરીએ નિત્ય કલ્લોલ.
અમારી૦ ૨
સંત મહંત અનંત વિરોની. વહાલી અમારી માત;
જય જય કરવા તારી જગતમાં, અર્પણ કરીએ જાત.
અમારી૦ ૩
ઉંડા અંધાર અરણ્ય વિષેકે, સુંદર ઉપવન માંય;
દેશ પ્રદેશ અહોનીશ અંતર, એકજ ત્હારી છાંય—
અમારા૦ ૪
રસ સરિતા રસભર અમીઝરણાં, રત્ન કરે ભરપુર;
પુણ્ય ભૂમિ ફળફૂલ ઝઝુમી, માત અમે તમ ઉર.
અમારી૦ ૫
હિંદુ મુસલમીન પારસી સર્વે, માત અમે તુજ બાળ;
અંગ ઉમંગ ભરી નવ રંગે, કરીએ સેવા સહુ કાળ.
અમારી૦ ૬
ઉર પ્રભાત સમો અજવાળી, તાળી દે અંધાર;
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરીએ જયજયકાર.
અમારી૦ ૭

## ગરબો.

( હાલરડાનો રાગ. )

આહા ! આર્યભૂમિની અધમદશા આવી રહીરે.
સકળ શિરોમણિ દેશ કરે દુઃખથી કલ્પાંત;
બંધુ બાળકીઓને ભાવથી સરવ ભણાવજોરે.
વિદ્યા સર્વ શાસ્ત્રમાં સકળ સુખનું બીજ છે કહીરે,
આપે કલ્પલતાસમ યુગ યુગ સઘળાં સુખ. બંધુ૦

ચંદ્રથકી રજની દીપે, દીપકથી ઘરબાર;
નર નારી વિદ્યા વડે, સકળ શાસ્ત્રનો સાર.
સુશીલા આ સંસારે જનમનનો શણગાર છેરે,
સન્નારીથી સજનો! સુખકર છે સંસાર. બંધુ૦

રત્ન જડિત શણગારને, ઉર એકાવળ હાર;
અંબર જરીથી ઓપતું, ઝાંઝરનો ઝમકાર.
રતિસમ રૂપ છતાં જો, અભણ અને અજ્ઞાન છેરે;
ધિક ! ધિક ! તે અબળાનો, અવનીપર અવતાર. બંધુ૦

કેળવણી વિણ ભાળિયે, આળસ ઉપર પ્રેમ;
બાળલગ્ન બંધન અને, દ્વેષ કલેશ ને વ્હેમ.
નિંદા કરતી ભમતી ભાળો સઘળી નારીયોરે;
દેખી સજજનનું કેમ દીલ નહીં દુભાય. બંધુ૦

ગ્રંથો નીતિ વિવેકના, ભામિનીથીજ ભણાય;
સર્વ સુખોને સાધવા, એકજ દીસે ઉપાય.
પ્રધાનબાઈ શાળાની આ નમ્ર વિનંતી ઉર ધારજોરે;
દેજો બાળાઓને નીતિ વિદ્યાનું દાન. બંધુ૦

## ગીત.

ખમા વીરાને જાઉં વારણેરે લોલ,
મોંઘો મૂલો છે મારો વીરજો. ખમા૦ ટેક.
રાજ તો બિરાજે રાજમંદિરેરે લોલ,
પારણે બિરાજે મારો વીરજો. ખમા૦
ચંપો ખીલ્યો છે ફુલવાડીમાંરે લોલ,
ફુલમાં ખીલે છે મારો વીરજો. ખમા૦
એક તો સોહાગી ગગન ચાંદલો રે લોલ,
બીજો સોહાગી મારો વીરજો. ખમા૦
આંગણે ઉજાસ મારે સુર્યનોરે લોલ,
ઘરમાં ઉજાસ મારો વીરજો. ખમા૦

## બાળાઓની વિનંતી.

( સર્વે સખિયોને શીખ દઉંરે. )—એ રાગ.

શ્રી નીતિશિક્ષણ દ્યો ભલુંરે અમે બાળા ઉચરીએ.
વ્યવહારિક નૈતિક સ્થિતિરે આર્યબંધુ ઉદ્ધરીએ;
સત્ય ક્ષમા સદાચારથીરે સંસાર સુધરીએ.
આ સંસાર સમુદ્રમાંરે સુખ ભરતી ભરીએ.
દમયંતી સીતા સતીરે લોલ, પૂર્વ ભણેલી સૌ હતીરે લોલ;
નીતિ કેળવણી ભણી ભલીરે લોલ, કીર્તિ કરી જેણે
ઉજળીરે લોલ
અભણ મૂર્ખ માતાની સંતતિ મૂર્ખ પરંપરારે લોલ,
માત હોય વિદ્વાન પ્રજા તો થાય ધુરંધરારે લોલ;

પુત્રીમાતાસમ સદ્દગુણીરે લો, સદ્દગુણી સાસુની વહુ ગુણીરે લોલ;
સાદી સરળ સભ્ય નિર્મળીરે લો, ભણી ગણી થાશે ભલીરે લોલ,
દેશની ઉન્નતિ કોમની ચઢતી સ્ત્રીશિક્ષણ વિષેરે લોલ.
ધીર વીર બળ બુદ્ધિ નિધાન પ્રજા પ્રાક્રમી થશેરે લોલ.
સ્ત્રીશિક્ષણના પ્રભાવે, દેશમાં સુધારા થાવે;
કુધારા કુસંપ જાવે, ઉદ્યમી પ્રજા બનાવે.
સ્ત્રી નીતિશિક્ષણ ઘો ભલુંરે, અમે બાળા ઉચ્ચરીએ.

---

## શિયલોપદેશ ગર્ભિત ગરબો.

( પુનમચાંદની ખીલી શું અહીં પુરીરે. )—એ રાગ.

બાળા ગુણમણિમાળા નિર્મળ શિલવ્રત પાળીએરે,
નીતિમાર્ગ વહી અજવાળો ઉભય સુકુળ;
બેની શિયળ સુભૂષણ સજીએ આ સંસારમાંરે.
સતિને પતિ વિણ પારકો, ભ્રાત, તાત અનુકૂળ;
સ્વપ્ને અવર ન ચિંતવે, જાણે વાગ્યું શૂળ.
ગુણવંતી ગોરી નવિ ચૂકે પતિવ્રત ધર્મથીરે;
જે કુટિલા પરઘર ભટકે તસ માથે ધૂળ. બેની૦ ૧
પ્રેમ સહિત પરપુરૂષથી, હસી નવ કરીએ વાત;
અસુર સવારે એકલાં, જઇએ નહીં એકાંત.
નટ વિટ પરનર સાથે નયનો નયન ન જોડીએરે;
લાજ સહીત આખું ઓઢી સંચરીએ વાટ. બેની૦

સદાચાર નવ ચુકીએ, સુખ દુઃખ પડે અપાર;
જતાં પ્રાણ પરવશ થતાં, તજો ન શિયલ શ્રીકાર.
ચંચળ ચાલે ચાલી તાળી હાથ ન આલીએરે;
ખોટી લુચ્ચે આળસ ખાઇ કરો ન વિકાર. બેની૦ ૩
વિષયબુદ્ધિથી અવરની, ગ્રહો ન વસ્તુ હાથ;
નારૂ કારૂ નારથી, પ્રીત ન કરીએ સાથ.
રતિપતિ રૂપ સમો પરપુરૂષ નજર નહીં ભાળીએરે;
હોય કુરૂપો પણ ગણીએ પ્રભુસમ નિજ નાથ. બેની૦ ૪
સીતા દમયંતી સતી, દ્રૌપદી ગુણભંડાર;
પ્રાણાંતક સંકટ સહી, રાખ્યું શિયળ શ્રીકાર.
કનક પીતળની થાય પરીક્ષા સરસ કસોટીએરે;
ફણીધર ફુલમાળ પાવક જળ શિયળે ધાર. બેની૦ ૫
માતપિતા સમ જાણીએ સાસુ સસરો જેહ;
નણંદ દેરાણી જેઠાણીનો, કરો વિનય દુઃખ વેઠ.
કલેશ ન કરીએ ધીરજ ધરીએ વિપત વિષે ઘણીરે;
પરનિંદા તજીએ ભજીએ પ્રભુ સારી પેઠ. બેની૦ ૬
સ્ત્રીનીતિ શિક્ષણ આપજો, આર્ય બંધુ સુખદાય;
નિજ તનુજાને મોકલો, ભણવા શાળા માંહ્ય.
ભવિષ્ય સંતતિ સુધરે સ્ત્રી કેળવણીથી ભલીરે;
આશિર્વાદ વદે શુભ સાંકળચંદ સદાય. બેની૦ ૭

## ગીત.

સતિને પતિ વિણુ દેવ ન સાચો,
આ દુનિયામાં બીજોજીરે;
દૃઢ મન ભાવના એવી રાખી,
દંપતી પ્રેમ રસ પીજો. પુત્રી પનોતીજીરે.
સ્ત્રીનો પતિ શણુગાર. પુત્રી પનોતીજીરે.
સાચો દંપતિ પ્યાર. પુત્રી પનોતીજીરે.

લગ્નને વજ્રની બેડી માને,
અણુસમજુ કોઇ ઠાલોજીરે;
સમજુને મન ઝરો સુધાનો,
સાચો પ્રેમ રસ પ્યાલો. પુત્રી પનોતીજીરે.
લગ્ન વિધિ વેળા પતિ સ્ત્રીને,
બોધ રૂડો જે આપેજીરે;
સતિયોને તે પ્રાણુથી વ્હાલો,
સમરણ સ્થાનમાં સ્થાપે. પુત્રી પનોતીજીરે.

નામ સહિત તે બોધને ગોખી,
ચઢાવજે તું માથેજીરે;
લગ્નની ફરજ તણા મહામંત્રો,
લગ્ન સમે કહ્યા નાથે. પુત્રી પનોતીજીરે.
લોક કરે ગરબડ તે વેળા,
મંત્રનું મહાત્મ્ય ન ધારેજીરે;
સુણવાની દરકાર ન રાખે,
અર્થ ન કોઇ વિચારે. પુત્રી પનોતીજીરે.

પવિત્ર મંત્ર ભણે જે બ્રાહ્મણ,
તે પણ સમજે ન પૂરાજીરે;
તો વર કન્યાને સમજાવા,
ખંત કરે કોણ શૂરા. પુત્રી પનોતીજીરે.
પણ તે મંત્રનો અરથ હું જાણું,
તે તુજને સંભળાવું જીરે;
સંસારે તે સુખકર જાણી,
સાંભળી સમજુ થાવું. પુત્રી પનોતીજીરે.

---

## ગીત.

( તજો પરનિંદા નકારી. )—એ ટેક.

પરનિંદા કરીએ નહીં બાળા, નિંદા નરકની બારી;
પર અપવાદ ઉચરતાં નિજમુખ, લાજે થાય ખુવારી;
ન કરીએ ચાડી નઠારી, તજોપર નિંદા નકારી. ૧
ડુંગર બળતો દેખે દુનિઆં, પગની લ્હાય નિવારી;
સરશવ સમ પરછિદ્ર પારખે, આપ છિદ્રને વિસારી;
ન છિદ્ર જુએ ગુણધારી, તજો પરનિંદા નકારી. ૨
ચાલણી કણ ન ગ્રહે પણ સુપડું, લે ગુણ વસ્તુ સ્વીકારી;
ચાલણી સમ છિદ્રપેટા ન થઇએ, લઇએ ગુણ અવધારી;
દોષપર દિલ ન વિચારી, તજો પરનિંદા નકારી. ૩
પર કુથળીમાં કાળ ગુમાવે, નિંદાખોર નઠારી;
અભણ મૂર્ખ ચણતર ચણી ઉંધુ, ભગવે પરઘર દારી;
કરે નહીં નિંદા સુ નારી, તજો પરનિંદા નકારી, ૪

## ગીત.

બેની સદાચાર પાળી સંસાર સુધારીએ રે,
લાજ વધારીએ રે. એ ટેક.
બેની શિયળ સુભુષણ સજીએ,
પરનિંદા તજીએ પ્રભુ ભજીએ;
પતિવ્રત પાળી ઉભય સુકુળ અજવાળીએરે. બેની૦ ૧
વિનય વિવેક વડીલનો કરીએ, વેર ઝેરને વાદ વીસરીએ;
અધિક ઉણે સંતોષી રહી મન વારી રે. બેની૦ ૨
પતિની આવક જાવક ભાળી.
ખરચ ખુટણ કરીએ સંભાળી;
હઠ કરી કાંઇ ન લઇએ, નિજ મન મારીએરે. બેની૦ ૩
જુઠી વાત ન મુખ ઉચરીએ,
પરની વાતે પેટ ન ભરીએ;
ખોટી આળે પરને પીડ ન પાડાએરે. બેની૦ ૪
ચોરી ચાડી ચુગલી તજીએ,
અદેખાઇ તજીએ સુખ સજીએ;
શોકય બાળને નીજ બાળક સમ પાળીએરે. બેની૦ ૫
ઝીણાં આછાં વસ્ત્ર ન સજીએ,
અંગ અછકલાવેડા તજીએ;
કુળવંતી કજીઓ કંકાસ નિવારીએરે. બેની૦ ૬
સીતા દમયંતી પંચાળી,
સતીઓનાગુણ નિત્ય સંભાળી;
તસ પગલે ચાલી જગજશ વિસ્તારીએ રે. બેની૦ ૭

વિદ્યા ભણી વિપરીત જે ચાલે;
માત તાત લજવે દુઃખ સાલે;
ભણ્યું ગણ્યું બોળ્યું દરીએ એ નારીએ રે. બેની૦ ૮
સદાચાર નિરમળ શીળ પાળે,
સુકુળા આ ચાલે શુભ ચાલે;
સાંકળચંદ સુજશ સાસરે સારીએ રે. બેની૦ ૯

## ગીત.

( પડવેની પણ પ્રિત ગરમટ ભૂલીરે. )—એ રાગ.
ચાલો સખીઓ મમ સાથ જિનવર જઈએ રે;
અવલોકી આદિનાથ પાવન થઇએરે. ૧
મોહન મરૂદેવી નંદ જગ જયકારીરે;
જસુ વદન પુનમનો ચંદ જાઉં બલિહારીરે. ૨
કંચનગિરિ હરી જિનરાજ જઇ નવરાવેરે;
કરવાને આતમ કાજ સચી હુલરાવેરે. ૩
વિનિતાનગરીનો રાય હરખું નિરખિરે;
પણ છે સત ધનુષની કાય સોવન સરખિરે. ૪
મુમ દિલ વસિયા એ દેવ રંગ રસિલારે;
જસ સુરવીર સારે સેવ છેલ છબિલારે. ૫
સ્વામી શિવરમણીના કંથ કામણ ગારારે;
સુખ આપો સાદી અનંત પૂરણ પ્યારારે. ૬
પ્રભુ પૂરણ પુન્ય પસાય અમે દિઠું રે,
આ હરખ મનમાં ન માય લાગે મિઠુંરે. ૭

રમઝમ કરી જિન ગુણ રાસ રમીએ રંગેરે,
આવો જિનજી આવાસ સખિયો સંગેરે. ૮
પૂજોહરિહર શિરતાજ કેસર ઘોળીરે,
અંબોડા લઇએ આજ સૈયર સોળીરે. ૯

## ગીત.

વ્હાલા ત્રિસલાનંદ વીરજીનેશ્વર તારજોરે;
જાણી પુત્ર તમારો વિનતડી અવધારજોરે. વ્હાલા૦
રમત ગમતમાં જીવન ગાળુ,
કામ ક્રોધથી તનડું બાળું;
પ્યારા કરૂણામૃત સિંચનથી તાપ નિવારજોરે. વ્હાલા૦
જ્ઞાન વિના હૃદયે અંધારૂં,
કરશે તુમ વિણ કો મુજ સારૂં;
સુખકર કામક્રોધ વિષયાદિક શત્રુ સંહારજોરે. વ્હાલા૦ ૨
ભક્તિ કરૂં ભાવે શીર સાટે,
વળવા મોક્ષ નગરની વાટે;
બાળક કહીને અંકે જીન બેસારજોરે. વ્હાલા૦ ૩
પ્રેમ વિના લુખી છે ભક્તિ,
ગુણ પર્યાય વિના જમ વ્યક્તિ;
દીન દયાળુ અશુભ વૃત્તિ હારજોરે. વ્હાલા૦ ૪
શરણુ એક તારૂં છે સાચું,
નિશદિન તુજ ભક્તિથી રાચું;
બુદ્ધિ સાગર બાળકને ઉગારજોરે. વ્હાલા૦ ૫

## સાસુની સેવા.

( આસો માસે શરદ પૂનમની રાત જો. )—એ દેશી.

સાસુની વિનય તે બેની બહુ કરો,
જેથી જગમાં ઝાઝી વધશે લાજ જો;
સાસુની સેવાએ સુખ સૌ સંપજે,
હોશે તમારા ઘરમાં રૂડાં રાજ જો. સાસુનો૦ ૧
પરભાતે ઉઠી તેને પાએ પડો,
તે આશિષે પામો પુત્રનાં સુખ જો;
આજ્ઞા માગી ઘરધંધો રૂડો કરો,
કામ બતાવે કદી ન મરડો મુખ જો. સાસુનો૦ ૨
સાસુજી સામું તે કદી ન બોલીએ,
વાણી મીઠી વદો તજી કડવાં વેણ જો;
આજ્ઞા કે માઝા કો દી નવ લોપીએ,
સાહીએ સાસુ કહે કદિ કડવાં કેણ જો સાસુનો૦ ૩
લોક લડવા ચઢાવા તે ઝાઝા મળે,
પણ કદી ન માનો એ આડી વાત જો;
ચઢાવી ચમકાવી તે અળગાં ટળે,
લડતાને વેઠવું તે દહાડો રાત જો. સાસુનો૦ ૪

## સિંહ અને ઊંદર.

( ઉપકારનો બદલો. )

( મા પાવા તે ગઢથી ઉતર્યાં. )—એ રાગ.

એક વૃક્ષ નીચે સુતો હતો, સુણ બાળા રે.
કોઇ ભૂખ્યો સિંહ નિરાશ, સાંભળ બાળારે.
તે નીચે એક દર હતું, સુ૦ બહુ ઉંદરનો ત્યાં વાસ. સાં૦ ૧

સિંહના શરીર ઉપર ઘણા, સુ૦ ઉંદરડા આવે જાય; સાં૦
વન રાજા મન ધારતો, સુ૦ શું રંકને છેડે થાય. સાં૦ ૨
પણ બહુ દોડાદોડથી, સુ૦ કોપ્યો તે વનનો રાય; સાં૦
એક ઉંદર પકડયો તદા, સુ૦ તસ મારવા જેવો જાય. સાં૦ ૩
ઉંદર બોલ્યો કરગરી, સુ૦ મને માફ કરો મહારાજ; સાં૦
હવે ફરીથી નહીં કરૂં, સુ૦ તમે ઉત્તમ છો વનરાજ૦ સાં૦ ૪
દયા ધરી દિલ છોડીયો, સુ૦ કહે ઉંદર સાંભળો દાદ; સાં૦
હું બદલો વાળીશ ખરો, સુ૦ સેવકને કરજો યાદ. સાં૦ ૫
સિંહ હસ્યો તું શું કરીશ, સુ૦ ઉંદરડા મુજ ઉપકાર; સાં૦
અવસરે સેવા આદરૂં, સુ૦ કહી ગયો કરી નમસ્કાર. સાં૦ ૬
પારધીની જાળે એકદા, સુ૦ સપડાયો સિંહ ચકોર; સાં૦
ઉંદર આવ્યો તે સમે, સુ૦ કાપ્યો તે જાળનો દોર. સાં૦ ૭
છૂટયો તે વનકેશરી, સુ૦ માન્યો ઉંદરનો ઉપકાર; સાં૦
હું હસતો તુજને હતો, સુ૦ તું રંક ક્ષુદ્ર અવતાર. સાં૦ ૮
પણ એ ભૂલ છે માહરી, સુ૦ કરવો નહીં ગર્વ લગાર; સાં૦
કરણીથી ઓળખાય છે, સુ૦ ના'ના મો'ટા નર નાર. સાં૦ ૯

## ઘેહેલો બાદશાહ ને સૂર્ય ઉપરની ચઢાઈ.

( વહાલે અમૃત પાઇ ઉછેર્યાં વા'લાજીએ. )—એ રાગ.

એક નવરંગ પુરીમાં અક્કલબાજખાં રાજારે,
તસ હજુર ખુશામતખોર લાલખાં તાજારે;
રાજમહેલથી પૂર્વ દિશાએ કચેરી શાહની રે,
જતાં આવતાં સુર્યનો તાપ પડે તોફાનીરે. ૧
લાલખાંને પૂછયું શાહે સુરજ આણ ન માનેરે,
હજી જબરો રહ્યો છે શત્રુ જીવતો છાનેરે;

કહે લાલખાં બંદેનિવાજ પકડી મંગાવોરે,
એનો ભાર છે શો અહીં કેદ કરીને લાવોરે. ૨

પછી સ્વારથીલાલ પ્રધાનને શાહે તેડાવ્યોરે,
કહે શાહ ચઢાઈ કરી સુરજ અહીં લાવોરે;
કહે મંત્રી સુરજ અસમાન રહ્યો છે છાનેરે,
યુદ્ધ કરવા તેની સાથ જવું અસમાનેરે. ૩

આકાશે જવાના યંત્ર મળે છે વિલાતેરે,
એક લાખ રૂપૈયા આપો તો લાવીએ ખાંતેરે;
શાહે લાખ રૂપૈઆ આપ્યા મંત્રીને હાથેરે,
પરવરિયો મંત્રી લશ્કર લાવની સાથેરે. ૪

કેટલાએક દિન ફરી મંત્રી પાછો આવ્યોરે,
કહે શાહને સુરજ જીતીને બાંધી લાવ્યોરે;
પશ્ચિમ દિશ હોજના પાણીમાં પેઠો લાજીરે,
પ્રતિબિંબ જળે જોઇ શાહ થયો બહુ રાજીરે. ૫

મંત્રી કર્યો શીરપાવ સાબાશી દીધીરે,
પૂર્વ બાજુથી પશ્ચિમ બાજુ કચેરી કીધીરે;
જવું આવવું પશ્ચિમ તરફ સાહને થાવેરે,
તેથી સુર્યનો તડકો શાહ ઉપર નવી આવેરે. ૬

એવા અક્કલબાજખાં સુર્ય જીત્યા મન માનેરે,
મૂરખ માથે નહીં હોય શીંગડાં નિદાનેરે;
બળિયાથી બાથ ભીડે તો ખત્તા ખાવેરે,
ધુળ નાખીએ સુરજ સામી તે આંખ્યોમાં આવેરે. ૭

## જસમા ઓડણનો ગરબો.

ગાજે પાટણ પુરમાં ગરવો ગુર્જરનો ધણીરે,
સાચો સબળો પેલો સોલંકી સિદ્ધરાજ;
જેની કીર્તિ વ્યાપી રહી છે આ જગમાં ઘણીરે. ૧
તેણે લોકો કાજે વાવ કુવા બંધાવીઆરે,
મોટા માન સરોવર દેવળ ધામ વિશાળ;
પોશી સર્વ પ્રજાને શત્રુ સર્વ નમાવીયાં રે. ૨
તેણે પાટણ પાસે એક સરોવર આદર્યુંરે,
ખોદે ખાડા ત્યાં તો મળવી ઓડ અનેક;
નાખે ઓડણો માટોડું માથે વહીતરૂંરે. ૩
પાળે વડને ઝાડે ઝુલે બાળક પારણેરે;
માટી વહેતાં જસમા ઝુલાવે નિજ બાળ;
વળતાં મુખડું પેખી જાય કુંવરને વારણેરે. ૪
સાદે વેષે ફરતાં રાજાએ પેખી પરીરે,
જાતે રૂપાળી રંગીલી પરમ ચતુર;
પાસે જઇને રાજા કહે છે સુણ તું સુંદરીરે. ૫
માટી વહેવાને આ કોમળ કાયા કરી નથીરે,
પાળે બેસીને તું રીઝવ તારૂં બાળ;
બીજી ઓડણો છો કામ કરે તારી વતીરે. ૬
જસમા કહે છે રાજા કાય કસી ખાવું ગમેરે,
મુજને બેસી રહેતાં વાધે અંગે રોગ;
મારાં નવરા દહાડાં બેઠે નવ નીઠે કરીરે. ૭
જસમા જંગલમાં વસવાને તું સરજી નથીરે,
મારા નગર તણો તું આવી જોને ઠાઠ;

પાટણ પુરની શોભા તુજને હું કહું કથીરે. ૮
નગરે અંધારી શેરીને ઉંચી મેડીઓરે,
તેમાં માણસ આડે ચાલ્યાનો નહિ માગ;
જાણે ઉનાળે ઉભરાતી દેખું કીડીઓરે. ૯
જસમા માણસ બહુ પેખીને શું ઘેલી બનીરે,
તારા હલકા મનમાં ઉઠે હલકા વાટ;
ન જાણે ખાખરની ખીસકોલી સાકર સ્વાદનેરે. ૧૦
રાજા મેલા મનમાં માણસ મેલાં શહેરમાં
મેલી ગલીઓમાં બહુ મારે છે દુર્ગંધ;
મેલા ઝેર તણા જીવો તો જીવે ઝેરમાંરે. ૧૧
જસમા રાજાના દરબારો તેં દીઠા નથીરે,
તેમાં બાગ બગીચે ઉડે ફુલ ગુલાલ;
જળના હોજ ફુવારા ઉડે આવી જોસથીરે. ૧૨
રાજા બાગ બગીચા જંગલ આગળ ધૂળછેરે,
જેવો સુરજ આગળ તારાનો ચળકાટ;
મારા જંગલની મોજો તો મોઘે મૂલછેરે. ૧૩
જસમા જંગલની વાતો તું વિસારજેરે,
મીઠાં નરઘાં ને સારંગી કેરાં સુર;
ગાયન સુણવાને તું શહેર પધારજેરે. ૧૪
રાજા નવરી શું નરઘાં સારંગી સુરથીરે,
મેના મોર બપૈયા ટેવ્યા છે મુજ કાન;
વાતો કોયલના ટૌકાની હું કહેતી નથીરે. ૧૫
ઓડણ આવો તો ઉતારૂ મેડી માળીએરે;
રહેજો મિત્ર સહોદર સર્વ સંબંધી સાથ;

તમને પ્રિય જનો માનીને નિશદિન પાળીએરે. ૧૬
મારે ઓડણને ઉતરવા જોઇએ ઝુંપડીરે,
મેડી માળે ચડતાં આવે મુજને ફેર;
પડતાં પગ ભાગે ને કાયા થાશે કુબડીરે. ૧૭

ઓડણ આવો તો પીરસાવું મેવા ચુરમાંરે,
ઝુલે હાથી ઘોડા ગુર્જર પતિને દ્વાર;
તેને પેખીને હરખાશો ઓડણ ઉરમાંરે. ૧૮

મારે ઓડણને તો વાળુ જોઇએ ઘેંસનાંરે,
રાજા શું છે મારે હય હાથીનું કામ;
દહીંને દૂધ મજેનાં ભારે ભુરી ભેંસનાંરે. ૧૯
ઓડણ માગી લ્યોને આછાં સાળુ ઓઢણાંરે;
હીરા માણેક મોતી સોનાના શણગાર;
આવી કંચનવરણી કાયા પર શોભે ઘણીરે. ૨૦

છાયલ ટકશે આછા સાળુ તો ફાટી જશેરે;
નાખું ઘાસ ચનોઠી ગાંઠી કંઠે હાર;
પહેરૂં ફુલ તણી માળા તો પરણ્યો રીઝશેરે. ૨૧

જસમા કહે મુજને તું કેવો છે તારો પતિરે,
તારા જેવી સમજુ નારી જેને ઘેર;
તેના જેવો સુખીયો આ જગમાં બીજો નથીરે. ૨૨

પેલો કેડ કસીને કામ કરે મારો પતિરે,
જેને મોળીડામાં બેહેકે ફુલ ગુલાલ;
એના કોદાળીના ઘાથી ધરતી ધ્રુજતીરે
જોને કામ કરંતા નિહાળે એ તારા ભણીરે;

એના મનમાં તારો પુરો નહિ વિશ્વાસ;
તારી બુઝ ન જાણે જસમા એ તારો ધણીરે. ૨૪
રાજા સાચીને ભય લેશ નથી સંસારમાંરે,
મારા વરને છે મારો સંપૂર્ણ વિશ્વાસ;
હું તો અન્ય જનોને ભ્રાત ગણી રહું સંસારમાંરે. ૨૫
જસમા રાજા રાણાઓને હું તાબે કરૂંરે,
મોટા માહાર્થી પણ આપે ન સામો બોલ;
તારા આગળ હું નવ અમલ ચલાવા આદરૂંરે. ૨૬
રાજા કાયાને માયાપર બળ તારૂં વસ્યુંરે,
પ્રભુએ જીવ વર્યો છે જુદો કાયા માંય;
ભારે ભૂપ તણું તે પર નવ ચાલે કશુંરે. ૨૭
રાજા આલોકે પરલોકે મારો એ પતિરે,
પ્રીતે પરણ્યા માટે છોડું મારા પ્રાણ;
એના શત્રુનું મુખડું હું કદી જોતી નથીરે. ૨૮
રાજા જસમાને ત્યાં લાલચ આપે ઘણી ઘણીરે,
તો પણ ગણકારે નહિ વશ રાખી નિજ મન;
ત્યારે નિરાશ થઇને રાય ગયો નિજ મહેલમાંરે. ૨૯
ખાવું પીવું તજવું ચેન પડે નહિ રાજવીરે,
અંતે લાજ તજીને બોલાવ્યો પ્રધાન;
ત્યારે દીલ ખોલીને વાત કરી જસમા તણીરે. ૩૦
શાણા પ્રધાને શિખામણ દીધી રાયનેરે,
કહોતો પરણાવું ઇંદ્રાણી સરખી નાર;
એવી નીચ જાતિમાં શું મન મોહ્યું આપનુંરે. ૩૧

રાજા માને નહિ જેના મનમાં જસમા વસીરે,
પણ જસમાતો વિનવે નિજ પતિને એમ;
બુદ્ધિ બગડી રાય તણી માટે રહેવું નહિ રે. ૩૨
નાઠા સર્વે ઓડો રાત લઇને પાછલીરે,
જાણી ખબર પ્રભાતે સિદ્ધ વિમાસે મન;
આજ્ઞા કીધી સુભટ ચાલ્યા પાછળ વેગમાંરે. ૩૩
પકડયા ઓડ અને ત્યાં ઝગડો ચાલ્યો જોસથીરે,
માર્યો વિક્રમ ત્યારે ખંજર કરમાં લીધ;
જસમા નિજ છાતીમાં મારી સાથે રાયનેરે. ૩૪
રહેશે સરોવર સુકું વંશ વધે નહિ તાહરોરે,
એમ કહીને પતિ પાછળ જસમા છોડે પ્રાણ;
એનું નામ રહ્યું અવિચળ આ જગમાં સદારે. ૩૫



